અમે આંગણામાં ફરતા હતા ત્યાં પગ તળે બિલાડી આવી. આમાંથી અકર્તાપણાની ચર્ચા બાપુજીએ ચલાવી અને નિર્ણયાત્મક કહ્યુ, 'મૂર્છા એ કાંઈ અકર્તાપણુ નથી '

## ૧૬-૭-'૩૦ : બુધવાર

સિવિલ ગવર્નમેન્ટના હાથ તળે જ લશ્કરી ખાતું હોવું જોઈએ એ વિષયની વાત મેં કાલે છેડી ' ત્યારે બાપુજીએ કહ્યુ, 'એ વાત ઈંગ્લંડ અને અમેરિકામાં જ (અને તે પણ ફિક્શન રૂપે જ ભલે હોય છતાં) દેખાય છે ખરી અહિંસાના પાયા પર રચાયેલા સમાજમાં જ એ સ્થિતિ પૂર્ણપણે શક્ય છે એવા સમાજમાં ક્યાંક ક્યાંક અથવા કોક કોક વાર હિંસા થતી હોય તોયે તે પ્રતિષ્ઠિત તો નહીં જ રહે

* * *

સ્ત્રીજાતિની નિર્ભયતા વિષે આજે ખૂબ ઉત્સાહપૂર્વક વાતો કરી "પેલી વાર્તાનુ સિંહનુ બચ્ચું બકરા ભેગું રહીને જેવુ થયુ તેવી સ્થિતિ આજે સ્ત્રીજાતિની છે. એ એક વાર નિર્ભય થઈ એટલે કોઈ પણ એને ડરાવી ન શકે કોઈ વ્યભિચારીના આકર્ષણથી પોતે જ પલળીને બકરી ભલે થઈ જાય, પણ કોઈ એની લાજ લૂંટે એ તો અસંભવિત વાત થવાની"

* * *

સવારે ખોરાકની ચોરી મીમાંસા ચાલી ત્યારે કહે, "જે માણસ અતિઆહારી છે તે કોઈ કાળે શુદ્ધ રીતે વિચાર કરી જ ન શકે; એ નિરપવાદ સિદ્ધાંત છે."

મીઠા વગરના આહારની અસરની વાત કરતાં, બ્રહ્મચર્ય વિષેના પોતાના અનુભવો ખૂબ વિસ્તારથી કહ્યા. એ જ ચર્ચામાંથી નીચેનો વિચાર હંમેશા યાદ રાખવા જેવો છે

"જેના વિચાર ભ્રષ્ટ છે, તેને આચાર-ભ્રષ્ટ થતાં એક ક્ષણની પણ વાર ન લાગે "

૧૮–૭–'૩૦: શુક્રવાર

"મરી ગયા પછી જ પરલોક હોય છે એમ નથી. હવે પછીની ક્ષણ એ અત્યારની ક્ષણ માટે પરલોક જ છે એ રીતે વિચારતાં ક્ષણે ક્ષણે પરલોકની તૈયારી કરવાની હોય છે"

* * *

"આપણી પાસે સંખ્યાબળ છે, દ્રવ્યબળ છે, બુદ્ધિબળ છે, ફક્ત આત્મવિશ્વાસ જોઈએ છે અને અહિંસા પર દૃઢ શ્રદ્ધા બેસવી જોઈએ"

* * *

"મારામાં વિશેષ ગુણ એ છે કે પરિસ્થિતિ બદલાતી જાય તેમ તેમ adapt થઈ જાઉં છું ગોઠવાઈ જાઉં છું મારામાં, અનુકૂળ ફેરફાર કરી લઉં છું તેથી જ જીવું છું એ વસ્તુ શરીર વિષે પણ સાચી છે. Adaptability (અનુકૂળ થવાની શક્તિ) ખોવી એ જ મરણ છે.

"જેની adaptability (અનુકૂળ ફેરફાર કરી લેવાની શક્તિ) ગઈ એને માટે મરણ એ ઇલાજ છે, છુટકારો છે કેમ કે જીવવું એ જ એને માટે મહામુશ્કેલી છે"

* * *

આજે સાંજે resourceful-ness શબ્દની ચર્ચા થઈ. 'ગત', 'ગતિ' એ શબ્દ બાપુજીએ સૂચવ્યો. 'સૂઝ' એ મારો શબ્દ હતો.

પછી કુનેહ, ચાતુરપણું, પ્રત્યુત્પન્નમતિ, ધૂર્તતા, ગતાગમ, પહોંચ ઇત્યાદિ શબ્દોની ચર્ચા થઈ.

* * *

વાઈસરૉયની પરવાનગીથી સપ્રુ જયકર આવવાના છે

ગોશીબહેન કૅપ્ટન આજે પણ બિચારાં મળી ન શક્યાં! એમનું આત્માર્પણ કેવું ભારે છે!

* * *

૪–૮–'૩૦

જીવનયાત્રામાં ધોરી રસ્તો પગે ચાલો. એ રસ્તે ચાલતાં આજુબાજુ જે નાના રસ્તાઓ, કેડીઓ, કે ગલીકૂચીઓ આવે તે કેવળ નજરથી અને કલ્પનાથી ચાલી લો

પહેલી તારીખે હીરાલાલ, હરભાઈ, કુમારપ્પા, પાંડુરંગ અને કાકુભાઈ આવ્યા સાથે મનુભાઈના પિતાશ્રી [પ્રો ત્રિવેદી] પણ હતા.

૧૦–૮–'૩૦

જેલમાંથી નીકળ્યા પછી મારે શું કરવું એ વિષે કાલે સાંજે પ્રશ્ન પૂછ્યો. જવાબમાં બાપુજીએ કહ્યું.

"તારે તો ફરી જેલ શોધવી જ નથી. તારે વિદ્યાપીઠમાં બેસીને વિદ્યાપીઠ શોભાવવી. લડત ચાલુ હોય તોયે તે જ અને લડતનો ફેંસલો આવ્યો હોય ત્યારે તે જ. તારા શરીરમાં અને સ્વભાવમાં શિથિલતા છે તે કાઢી નાખ એટલે તારા કામની છાપ સારી પડશે અને તે વધારે દીપશે. આ લડતની શરૂઆતમાં જ વિદ્યાપીઠે જે ફાળો આપ્યો છે તેની અસર ભારે થઈ છે. હું જો વિદ્યાપીઠમાં સ્વતંત્ર દાખલ થયા ન હોત તો એ ફાળો ન જ મળત. વિદ્યાપીઠની પ્રવૃત્તિ તે સંકુચિત અને એકાગ્ર કરી તેથી સારું થયું. નહીં તો આપણે ભૂલા થઈ જાત. પૈસા આપીને બુદ્ધિશાળી લોકો નહિ મેળવી શકાય. પણ ભક્તિથી જ ખરું કામ થાય છે. ચોવીસે કલાક અખંડ વિદ્યાપીઠની ભક્તિ કરવાથી જ પરિણામ બતાવી શકાય. ગુજરાતની ભાષા પ્રત્યેનો પ્રેમ લોકોમાં વધારવો છે. ભાષાની શક્તિ વધારવી છે. એ પણ તારું જ કામ છે. વળી ગ્રામસેવકોના વર્ગની હજી શરૂઆત કરવાની નથી થઈ. એ તારે સંકલ્પ કરી પૂરો પાડવો છે જ."

મેં કહ્યું, "પણ વર્ષો સુધી એક પણ જવાબદાર માણસ મને પદ-પ્રાપ્તીને માને ત્યાં સુધી મેં કાંઈ પણ અધિકારનું સ્થાન ન લેવું, એ જ

ઉચિત નથી? મને થાય છે કે અધિકારમાત્રનો ત્યાગ કરી કેવળ સેવા કરું."

જવાબમાં બાપુજીએ કહ્યુ, "એમ કરવાની કશી જરૂર નથી એ વહેમ છે. તારી શક્તિ વિષે અમુક લોકોને અવિશ્વાસ હતો હવે એ નહીં જ રહ્યો હોય

"હવે કામ બરાબર ચાલે છે નાણાંની વ્યવસ્થા પણ યોગ્ય ઢબે થઈ છે. હવે લોકો વિદ્યાપીઠને જોઈએ તેટલા નાણાં આપશે યુવાનોને તૈયાર કરી, ઠેકાણે ઠેકાણે મૂકી દેશો"

મેં આગળ ચલાવ્યુ, "વિદ્યાપીઠના બંધારણમાં આપ ન જ રહો આ મારો આગ્રહ અત્યાર લગી હતો અને મને હજી લાગે છે કે મેં બરાબર જ કર્યું હતું. (વચમાં જ બાપુજી બોલ્યા—"હા, એ જ બરાબર હતુ") પણ હવે આપ બહાર રહો એ જરૂરનું નથી. આપ હવે બંધારણની અંદર ન આવો?"

જવાબમાં એમણે કહ્યુ, "એ તો તે વખતની સ્થિતિ ઉપર આધાર રાખે પણ જો તારો કોઈ વિરોધ કરે અને તે ટાળવા ખાતર મારે અંદર આવવું પડે તો જરૂર આવું. એટલે કોઈને કાંઈ કહેવાપણું ન રહે"

એ જ ગાળા દરમ્યાન બાપુજીએ કહેલુ:

"આપણા એની જાત હવે એક જ જગાએ રહે એ જરૂરનું નથી. એ બધા એક એક ગામડું સાચવીને કામ કરે. જેમ કે પૃથ્વીસિંહ, મહાવીર, વિઠ્ઠલ એક એક ઠેકાણે કામ કરી શકશે આશ્રમની દેખરેખ તળે એ લોકો કામ ભલે કરે પણ હવે એ લોકો આશ્રમના નહીં ગણી શકે એટલે વિદ્યાપીઠમાં જ રહી નામ કરશે અથવા ત્યાં તૈયાર થશે."

મેં પૂછ્યું, "એટલે આશ્રમ એ લોકોના વાલી તરીકે જ રહેશે ને?" જવાબ, "બરોબર".

આના પછી એક દિવસે વાતોમાં કહેલું, "હવે વિદ્યાપીઠ એક ઉત્તમ શક્તિની સંસ્થા થઈને રહેશે"

પાત્ર છે, દ્વેષને પાત્ર કદી નહીં. . . . આપણે નિયમમાં વર્તીએ છીએ તો તે આપણને ગમે છે તેથી જેઓ નથી વર્તતા તેથી આપણે કેમ ચળીએ? આપણે આશા તો એ રાખીએ કે આપણું નમ્ર અને દૃઢ વર્તન જોઈ તેઓ પલળે અને કુટેવો છોડે

નારણદાસભાઈના કાગળમાંથી:

કોઈ છોકરાના કાગળમાં પ્રશ્ન છે, હું કાગળની કાપલીઓ કેમ વાપરું છું જવાબ: પ્રથમ તો કેદીએ બધી વસ્તુઓ ઓછામા ઓછી વાપરવી જોઈએ તેથી. બીજું, જે અપરિગ્રહનુ વ્રત પાળે છે એ બધી મિલકતનો ટ્રસ્ટી—રક્ષક છે એટલે મારે તો અહીંની મિલકત પણ કંજૂસની જેમ વાપરવી જોઈએ ત્રીજુ, આ મિલકત પણ આપણી જ છે ના? કોના પૈસાથી લેવાય છે? ચોથું, આ કંગાળ દેશમાં જેટલી ઓછી વપરાશ આવી વસ્તુઓની કરાય એટલું સારું છે પાંચમું, આવે વખતે કાંઈ પણ વધારેપડતું વાપરતાં જીવ દુખાય છે

* * *

બીજા કાગળોમાંથી:

अिच्छा अेक ही रखनी — सेवाकी । जो चीज अपनी अिच्छानुसार होनेसे ही आनंद मिले, अुसे सेवा नहीं कह सकते हैं । अुसका अर्थ सेवा नहीं परन्तु स्वेच्छाचार हुआ । हममें यह कभी न हो ।

[ ઇચ્છા એક જ રાખવી — સેવાની જે વાત આપણી મરજી પ્રમાણે થવાથી આનંદ મળે તેને સેવા નથી કહી શકતા. એ સેવા નહીં પણ સ્વેચ્છાચાર થયો આપણામાં એવું કદી ન થાઓ. ]

* * *

For self-introspection you do not need a time apart, we must do that whilst engaged in various activities.

[અંતરના પરીક્ષણને માટે આપણને ખાસ જુદા વખતની જરૂર ન રહેવી જોઈએ. આપણે અનેકવિધ પ્રવૃત્તિઓમાં મશગૂલ હોઈએ ત્યારે તે આપણે કરવું જોઈએ.]

* * *

श्रेय और प्रेयका झगडा हमारे हृदयमें हमेशा चलता है। उनमेंसे श्रेयको पसंद करना और उसीको प्रेय बना देना यह मनुष्यत्व है।

[આપણા હૃદયમાં શ્રેય અને પ્રેય વચ્ચે હંમેશાં ઝઘડો ચાલ્યા કરે છે તેમાંથી શ્રેયને પસંદ કરી તેને જ પ્રેય બનાવી દેવામાં માણસાઈ રહેલી છે]

* * *

જે અહિંસાનો ભેદ સમજે તે તકલી રેંટિયો સમજે જ. એ અહિંસાનું એક મૂર્ત સ્વરૂપ છે

* * *

મથુરાદાસ પુરુષોત્તમના કાગળમાંથી:

. . અહિંસાનો ગ્રન્થ અત્યારે તો આચરી રહ્યો છું [નાના કેટલાક રેંટિયો કંતાય છે] તે આચારને પહોંચી વળું તો એ જ ખરો ગ્રન્થ છે. લખેલું જીર્ણ થશે, આચરેલું નિત્ય વધ્યા કરશે.

* * *

પ્રેમાબહેનના કાગળમાંથી:

ભાવના કેટલીક વાર દુઃખદેણ નીવડે છે પણ ભાવના વિનાના મનુષ્ય પશુતુલ્ય છે ભાવનાઓને સીધી ક્રિયામાં વહેવડાવવી એ પરમ કર્તવ્ય છે

* * *

વસુમતીબહેનને:

શુદ્ધભાવથી કરેલ બધાં કાર્યની કિંમતનો આંક એકસરખો જ છે મળેલા કાર્યમા પરમ સતોષ એ સાચી સિપાઈગીરી અથવા ભક્તિ અથવા સાધના છે મળેલી સેવામા તન્મયતા એ સાચી સમાધિ છે

* * *

ब्रह्मचर्यका सपूर्ण पालन ईश्वरकृपासे ही सभवित बनता है। सतत प्रयत्नसे ऐसी कृपाके लिये योग्य बन सकते है।

[ સંપૂર્ણ બ્રહ્મચર્યનું પાલન ઈશ્વરકૃપાથી જ સભવે છે. સતત પ્રયત્નથી એવી દયાને યોગ્ય બની શકીએ ]

* * *

ગીગીબહેનના કાગળમાંથી:

'મૂર્તિપૂજા આશ્રમના કેટલાકને ઘણું લાભદાયક નીવડવાનો ઘણો સભવ છે તે કાં દાખલ ન કરીએ?' એવા સવાલના જવાબમાં

We cannot have at the Ashram, the worship of the kind you refer to Of course we have the little Samadhi near Magan Kutir. But nobody save a few look at it. The inmates of the Ashram have no living faith in that kind of worship. For the worship of the invisible the intellect is ready but the heart does not respond. We have however to plod in that direction. As pointed out in the 12th chapter, that way is undoubtedly hard to tread, but it is not impossible. It will come. Everyone is sub-consciously recognising the worth of the Ashram prayer. It has been the solace of many. Those that attend it are not scoffers. They are not wittingly irreverent either. The spirit is willing, the flesh is weak They are all striving. And no one

who has honestly striven, has ever been known to have failed. Ours is, you should remember, a somewhat original attempt. We have no solemn-looking building for prayer. We have simply the open space. But it is a sound thing, especially as we represent the famishing millions. For us the sky must be an all-sufficing roof and the four directions our limitless walls. But we shall take time before we outgrow habits handed down from generations, if not ages And yet we are to break through all bonds of race, class and creed We can have but the openest house of prayer and in the way we are having it.

14-7-'30

[તમે જણાવો છો તે જાતની પૂજા-પ્રાર્થના આપણે આશ્રમમાં રાખી શકતાં નથી. અલબત્ત, આપણે ત્યાં ભજન કુટિની પાસે આવેલી નાની સમાધિ છે ખરી પણ જૂના માણસો સિવાય બીજું કોઈ તેના તરફ જોતું નથી. આશ્રમવાસીઓને એવા પ્રકારની પૂજા-પ્રાર્થનામાં ઝાઝી શ્રદ્ધા નથી. અદૃશ્યની પૂજા-પ્રાર્થનાને માટે બુદ્ધિ તૈયાર હોય છે અને પણ હૃદયમાંથી તેના સૂર ઊઠતો નથી એ છતાં આપણે તે દિશામાં મથ્યા કરવું જોઈએ. આશ્રમ ભજનાવલીમાં દર્શાવ્યું છે તેમ જો ઘરને ચાલવાનું બેઠક ઉપર છે પણ માણસના જીવ આવ્યું નથી તે મળી શકે. આશ્રમની પ્રાર્થનાની કિંમત દરેક જણ પોતાના અંતરમાં આપમેળે કરે છે તેનાથી અનેકને શું નથી છે તેમ સામેલ થનાર તેનો ઉપયોગ કરતા નથી આવતા. ખાસીખૂબીને તેમનામાંથી કોઈ પોતાના દિલમાં પ્રાર્થના માટે પૂજ્યભાવનો અભાવ કેળવે છે એવું નથી અંતરનો ભાવ હોવા છતાં મન કે શરીર તે માટે તૈયાર ન હોય એમ બને. પણ તે સૌ પ્રયત્નવાન છે અને પ્રામાણિકપણે પ્રયત્ન કરવાવાળા કોઈ હજી નિષ્ફળ નીવડ્યો જણાયો નથી. તમારે યાદ રાખવાનું છે કે આપણો પ્રયાસ કંઈક નવો છે પ્રાર્થનાને માટે આપણે પ્રભાવ પાડે એવી આલીશાન ઈમારતો

મંદિરની ઇમારત રાખી નથી. આપણે કેવળ ખુલ્લામાં પ્રાર્થનાને સારુ એકઠાં થઈએ છીએ. પણ ભૂખે મરતાં કરોડોનાં પ્રતિનિધિ થવાનો આપણો પ્રયાસ હોવાથી ખાસ કરીને આપણી રીતમાં ઘણું સંગીનપણું છે. આપણે માથે આકાશનું છત્ર પૂરતું થવું જોઈએ અને ચાર દિશાઓ આપણા પ્રાર્થનામંદિરની અનંત દીવાલો છે. પણ જમાનાઓથી નહીં તોયે કેટલીયે પેઢીઓથી પરંપરાગત ઊતરી આવેલી આદતોની અસરમાંથી છૂટતાં આપણને વખત લાગશે. છતાં આપણે જાતિ, વંશ, વર્ગ અને સંપ્રદાયોએ ઊભી કરેલી બધી વાડો તોડી આગળ જવાનું છે અને તેથી આપણે રાખ્યું છે તેવું ખુલ્લામાં ખુલ્લું પ્રાર્થનામંદિર જ આપણે માટે હોય.

૧૪-૭-'૩૦]

* * *

કાન્તાના કાગળમાંથી :

૧૨મા અધ્યાયમાં ભગવાને કહ્યું છે ના કે જો આપણે ભગવાનમાં એટલે તેના જગતની સેવામાં લીન ન થઈ શકીએ તો આપણે અભ્યાસ-યોગથી તે કરી શકીશું?

અહીં અભ્યાસનો અર્થ પ્રયત્ન કરીએ. થોડાના જ સ્વભાવમાં સેવાવૃત્તિ હોય છે. પણ પ્રયત્ન તો સહુ કરી શકે. શુદ્ધ પ્રયત્નને અંતે તે વસ્તુ સ્વાભાવિક થઈ જાય છે ને પછી તેમાંથી આનંદનો રસ છૂટે છે

* * *

શિવાભાઈને.

'જે જેને ભજે છે તે તેને પ્રાપ્ત થાય છે' એ નિરપવાદ વચન ભગવાને કહ્યું છે. આપણે નિર્વિકાર, પૂર્ણ, ત્યાગમય સેવાભાવને ભજીએ છીએ એટલે આપણને એ ન મળે તો ભગવાનનું વચન મિથ્યા થાય. આથી આપણો ભાર ને ભાવ ન હોય. એટલે આપણે તો શ્રદ્ધાપૂર્વક આપણી સાધનામાં તન્મય રહીએ.

* * *

પારનેરકરને ભરવાડ વિષે લખતાં :

ભરવાડને મિત્ર કરવાનો પ્રયત્ન કરજો. તેઓના ઉપર પ્રેમ વરસાવવાથી તે સમજશે. દુષ્ટતા પણ અજ્ઞાનનું સ્વરૂપ છે. કોઈ સ્વભાવે દુષ્ટ નથી જ એમ સમજીને આપણો બધો વહેવાર થવો જોઈએ.

આમાં સંભાળવાનું આટલું જ રહે છે કે આપણો પ્રેમ નબળાઈનું ઢાંકણ કે તેની નિશાની ન હોવો જોઈએ. પછી ભલે તેની ઉત્પત્તિ સ્વાર્થમાંથી થઈ હોય.

* * *

શ્રી તારાબહેનને :

દેહના દંડ દીધે જ છૂટકો. ૧૩મા અધ્યાયમાં જ્ઞાનની સમજ પાડતાં કહ્યું છે ના કે જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ, દુઃખ, દોષનું દર્શન આપણને થવું જ જોઈએ ?

* * *

વલ્લભભાઈને :

સંયમી જીવન ગાળનાર કોઈ દહાડે કદી અંગત ઇચ્છા ન જ કરે. એટલે તેની શાન્તિનો ભંગ થાય જ નહીં.

* * *

ચમનભાઈને :

સેવાની તૈયારી કર્તવ્ય છે સેવાની ઇચ્છા ભોગ છે ઇચ્છા તો એક જ હોય — તે સેવાની.

* * *

પ્રભુદાસને પ્રાર્થના વિષે — પ્રાર્થના શુષ્ક થાય છે એવી તેની ફરિયાદના જવાબમાં :

પ્રાર્થના વિષે તું લખે છે એ તો અગત્યનું જ છે. આપણી બધી વસ્તુઓ પ્રાર્થનાની દૃષ્ટિએ આપણામાં કંઈ સર્વસ્વ નથી. બધા ગોથાં ખાઈએ. પણ એમાં કોઈ વિશેષ જ્ઞાન મેળવવા કંઈ આપણે પ્રાર્થનામાં ઉત્સાહી

શોધે છે ને ગોજે છે. આમ હોવાથી આપણી પ્રાર્થના અપૂર્ણ કાં ન હોય? તેમા સુધારો થઈ શકે. તે . . પ્રાર્થના અને શ્રદ્ધાનો વિષય છે. એ શ્રદ્ધા જામવા પૂરતા રસો તેમા રેડવા રહ્યા છેવટે તો એ ભાવનાથી સવારના આવીને સમાજમાં બેસી તન્મય થયા એટલે પ્રાર્થના થઈ. પછી ભલે ગમે તે ગમે તે ભાષામા બોલાય. સામાજિક મૂક પ્રાર્થના પણ દુનિયામાં પ્રચલિત છે રોમન કેથલિકમા કલાકો લગી ભાવિક લોકો મૂક બેસે છે ને પ્રાર્થનામાં ધ્યાનગ્રસ્ત રહી શકે છે આપણે જેમ તેમ કરીને શાંતિ મેળવવી છે.

**૧૨–૮–'૩૦: મંગળવાર.**

શામળભાઈ પરના કાગળમાંથી:

આપણામા ઉદાર ભાવના હોય તો બીજામા પણ તે આપણે અનુભવીએ છીએ. અને ન હોય તો જાગ્રત કરીએ છીએ.

* * *

રાધિકા પરના કાગળમાં:

ગ્રેઝ એલિજી, લોરેશિયસ, સામ્સ ઑફ ડેવિડ—આટલુ ખૂબ સમજ-પૂર્વક વાંચી જાય તો બીજુ બનાવાય. આ ત્રણે વસ્તુ જુદી જુદી જાતની છે અને ઉત્તમ છે. તુ સમજી શકે એવી છે

* * *

ગોવિંદજી પર:

તમારે હમણાં વાચન-અભ્યાસનો લોભ રોકેલવો. જે કામ કરી રહ્યા છો તે ઉત્તમ અભ્યાસ છે એમ ખચીત જાણજો. અક્ષર પણ ભલે જેવા છે તેવા રહ્યા રહે. સાંજના કે એવો કોઈ વખત મળે તો તો અવશ્ય કંઈક વાચનલેખન રાખજો.

* * *

ચિ લીલાવતીને:

સત્સંગ શું નહી કરી શકતો? અત્યારે સત્સંગ સેવાનો, સદ્વિચારનો, શુદ્ધ મનનનો.

* * *

ચિ. સત્ય !

અક્ષરને વળાક બરોબર આપવા પહેલા અક્ષર સાચા 'કાઢવાનુ પાકું કરી લેવુ જોઈએ

* * *

તારાનાથ :

મનોવિકારની સામે થયા કરશે ત્યા લગી શ્રેય જ છે. મનને જીતવુ તો મુનિઓને સારુ પણ મુશ્કેલ છે. પણ મનને વશ ન વર્તવુ આપણને બધાને સારુ શકય છે એવી સ્થિતિને સારુ જ રામનામ સહાયભૂત થાય છે શરીર અને મન કર્તવ્યમા રોકાયેલ રહેવાથી મન પાજીપણું છોડી દે છે

* * *

પૃથુરાજ :

'विष्णुर्वा'નો સાર તો આ જ છે—

ભગવાન પોતે પણ જો રાગદ્વેષાદિરહિત ન હોય તો હું તેને નહીં નમુ, કેમ કે જેનું ચિંતન કરીએ તેવા થઈએ છીએ, ભગવાનમા રાગદ્વેષનુ આરોપણ કરી તેનુ ચિંતન કરીએ તો આપણામા પણ રાગદ્વેષ પેદા થાય.

* * *

કાશીનાથ :

યજ્ઞની કિંમત ને રોજનીશીની આવશ્યકતા તમે પારખી નથી શકયા ? આવે સમયે જ નિયમન (ડિસિપ્લિન) આપણને કલ્પદ્રુમ થઈ પડે છે હમેશા બધી ચીજોની કિંમત એકસરખી બધા નથી આકી શકતા તેથી સીધો રસ્તો એ રહ્યો કે જે સસ્થામા રહ્યા તેના નિયમોનુ સપૂર્ણ પાલન આંખ મીંચીને કર્યે જવુ

રોજનીશીમા ભલેને એ જ વસ્તુ રોજ આવે, એ તેની મહત્તા છે, જો તે શુદ્ધ હોય તો તેનુ જીવન સૂર્યમડળની જેમ ચાલે છે એવુ જે પુરુષ સાચી રીતે નોધી શકે છે તે ધન્ય છે.

* * *

ગિરિરાજ:

The facilities the Ashram may not grant must not be obtained from elsewhere If this rule was not observed, no institution could grow Is not this obvious to you?

[ આશ્રમ જે સગવડો આપતો નથી તે આપણે બીજેથી ન મેળવીએ આ નિયમનું પાલન ન થાય તો કોઈ સંસ્થા ખીલે નહીં આ ઉઘાડી વાત તમને નથી દેખાતી? ]

૧૭–૧૦–'૫૩

શ્રી ગોકીબહેન પરના કાગળમાંથી।

. . . મૃત્યુમાર્ગ એ તો ધોરી રસ્તો છે અને ઇચ્છાએ કે અનિચ્છાએ આપણે તે ખૂંદવો જ રહ્યો છે અને અગમ્ય વટેમાર્ગુ છતાં તે સૂનો ને સૂનો જ રહેવાનો તેથી તે પરમ શાંતિનો માર્ગ પણ છે ત્યાં જતાં ડરે તે ભડકે. નીડર રહે તે શાન્તિનુ સુખ ભોગવે

## ૩

# ખોરાક અંગેના ઉતારા

[શ્રી નારણદાસભાઈ પર લખેલા પૂ. બાપુના કાગળોમાંથી ખોરાક અંગેનો કેટલોક ભાગ.]

૨૩–૬–'૩૦

કાચા દૂધને મેળવવાનો પ્રયોગ સપૂર્ણતાએ સફળ નીવડયો છે ઘણે ભાગે દૂધને બદલે દહીં લઉં છુ એટલે હાલ ખોરાક દહીં, મનક્કા કે ખજૂર અને ખાટા લીંબુનો રસ એક વાર એમ છે ગરમ પીવાનુ કઈ જ હજુ તો નથી લેતો માત્ર એક વાર એરડિયુ લેવું પડયું તે દિવસે ગરમ પાણી, લીંબુ ને મીઠુ બે વાર લીધા હતા દૂધ તે દિવસે લીધુ તે પણ કાચુ. કઈ માઠી અસર જોવામા નથી આવી એટલે હાલ તો તો આમ જ ચાલશે, એમ જોઉં છુ વજન હતુ તે જ કહેવાય એક રતલની ઘટવધ થયા કરે છે. હાલ ૧૦૫ ગણાય.

૨૪–૮–'૩૦

કા સા નુ વજન એક રતલ વધ્યુ છે ને ઉત્સાહ પણ વધ્યો છે મેં ગુમાવ્યુ હતું તેમાનુ એક રતલ પાછું મેળવ્યુ છે ત્રણ દિવસ થયા દહીં સાથે બાફેલુ શાક લેવાનુ શરૂ કર્યું છે

૧૪–૯–'૩૦

મારુ ગાડું અત્યારે તો ચાલ્યુ છે. દૂધ, દહીં હમેશાની જેમ લઉં છુ મનક્કા ખજૂરને બદલે ટમાટા દિવસમા સાત કે આઠ, રતાળુ ભૂંજેલા ચાર કે પાચ મોટા કદના અને છએક ચમચા લીલોતરી કોબી વ. જે હોય તે આથી દસ્ત ઠીક આવે છે સવારના ૭–૩૦ વાગ્યે એક ખાટા લીંબુનો રસ સોડા સાથે આ જો માફક આવી જાય તો બધ-કોશનો ઉકેલ થઈ જાય છે ને ખર્ચ તો ઘણુ બચી જાય છે. શાક અહીંની

વાડીમા થાય છે તેમાથી જ લઉં છુ પણ તેનુ ખર્ચ ગણીએ તો રોજના બે આનાથી વધુ નહીં થતુ હોય જ્યારે ખજૂર મનક્કાનુ રોજનુ ખર્ચ ઓછામા ઓછુ છ આના થતુ હશે જેને બધકોશની ફરિયાદ હોય તે આ ખોરાક અજમાવી જુએ બધાને ફાયદો જ થાય એમ કહી ન શકાય. મને પણ હાલની અસર ટકી જ રહેશે એમ અત્યારથી ન કહેવાય આ પ્રયોગમા બીજો ખોરાક નિષિદ્ધ સમજવો જોઈએ ભૂંજેલાં રતાળુ એકલા ખૂબ ચાવીને લેવાં જોઈએ, તેને દૂધમા કે દહીંમા પલાળવા ન જોઈએ. છાલ ખાઈ જવાથી કદાચ બાધ નહીં હોય થોડી તો હુ ખાઉં જ છું બધી ખાતા નાજુક હોજરીને લીધે ડર લાગે છે. નાજુક હોજરીવાળા જે આ પ્રયોગ કરવા માગે તે પણ છાલનો ત્યાગ કરે.

૨૫–૯–'૩૦

મારો ખોરાક ત્રણ શેર દૂધનુ બે વાર દહીં, એક વાર દૂધના રૂપમાં નવ ટમાટા નાનાં મોટા જે આવ્યા હોય તે ને પતકાળુ કોબી ઇ નુ બાફેલું શાક પ્રમાણસર તેમા મીઠું લેવાની જરૂરત જોઉં તો ઉપરથી લઉં છુ. ચાર દિવસથી રતાળુ છોડયા છે. કેમ કે દા જીવરાજ કાકાસાહેબને મળી ગયા તેણે રતાળુને બધકોશ કરનાર માન્યા. અને પાછી પિચકારીની આવશ્યકતા તો જણાઈ જ એટલે રતાળુ છોડી જોવાનુ રાખ્યુ કઈ ફેરફાર થયો નથી શક્તિ જળવાશે તો રતાળુ ફરી લેવાનો પ્રયત્ન નહીં કરું. મને તેનો ગેરફાયદો તો લાગ્યો જ નથી અહીંનુ પાણી જ મારા જેવાને સારુ ગ્રાહક હોય એમ જણાય છે પણ મુદ્દલ ચિંતાનુ કારણ નથી. વજન આજે સાજે લેવાશે તે પણ આપીશ* પિચકારી મારે સારુ નવાઈની ચીજ નથી પણ છૂટી શકે તો છોડવા ઇચ્છુ છુ ખરો તાજા ફળનો ત્યાગ ટકે ત્યા લગી ટકાવવાની ઇચ્છા છે. જો શાકથી પિચકારી નહીં છૂટે ને કોઈ રીતે નબળાઈ લાગશે તો ખજૂર મનક્કા ઉપર જઈશ. કોઈ ચિંતા ન કરે.

---

* તા. ૨૬–૯–'૩૦: વજન આજે લેવાયું ૧૦૩ની ઉપર કંઈક છે એટલે સુધારો ગણાય.

૯–૧૦–'૩૦

આજે અમારા બન્નેના વજન લેવાયા. દર ગુરુવારે લેવાય છે. કા સા નું ૧૫–૧૬ની વચ્ચે છે એટલે કઈક સુધારો છે મારુ ૧૦૪ થયુ છે ચાર દિવસથી પિચકારી બધ છે તાદળજાની ભાજી લઉં છુ. તેની અસર સારી થઈ છે રતાળુ સાવ નથી છોડયા અઠવાડિયામા બેત્રણ વાર લેવાનો ઇરાદો છે ને બાકીને દિવસે પતકાળુ કે એવુ કઈ બીજું શાક ટમેટા તો હજુ લગી ચાલે જ છે ફળની હજુ તો જરૂર નથી જણાતી વજન ટકી રહે તો જેમ ચાલે છે તેમ જ ચાલવા દેવાનો ઇરાદો છે. તબિયત સભાળીને આ બધુ કરીશ એટલુ આશ્વાસન બધાને સારુ બસ થવુ જોઈએ

ટૂંકુ નામ 'ગીતાબોધ' એમ કાકા સૂચવે છે મને એ નામ ગમ્યુ છે આ પ્રયત્નની પાછળ ભાવના એ છે કે એ વાચતા ગીતાને જે રીતે હુ સમજ્યો છુ એ જેણે સમજવુ હોય તેને સમજવુ સહેલુ થઈ પડે. એવુ જ થઈ શકે કે નહીં એ તો દેવ જાણે મારો પ્રયત્ન એ છે. એથી ગીતાબોધ નામ બધબેસતુ છે.

આ પ્રકરણોના અગ્રેજી તરજુમાની આવશ્યકતા વિષે મને શકા છે. પણ તેનો નિર્ણય ત્યા જ થાય.

જેરામદાસે લખેલુ કે હુ લીલો મેવો નથી લેતો તેનુ કારણ લાઠી—સરકારી ખાતા તરફથી એવું લખાણ છે કે મેં લાઠીને ખાતર લીલો મેવો છોડયો નથી ને હાલ હુ લઉં છું હુ શું લઉં છુ તે તો તમને જણાવી ગયો છુ છતાં અહીં આજ લગીનુ લખી નાખુ કે જેથી ઉત્તર આપવાનો અવસર આવે તો તમે સત્તાવાર આપી શકો

લીલો મેવો તો ઘણે ભાગે મેં લવણ યાત્રામા જ છોડયો હતો. અહીં આવીને શરૂ કરેલો લાઠીનુ જોઈ છોડી દીધો અહીં ત્રણ ચાર દિવસ લીધો હશે તેટલામાં લાઠીનું સાભળ્યુ જેરામદાસ મળ્યા ત્યારે આ સ્થિતિ હતી પછી બધકોશ નિવારવા અને ખર્ચ ઓછુ કરવાના હેતુથી જે સૂકો મેવો એટલે ખજૂર ને મનક્કા કિસમિસ લેતો તે છોડયાં

ને શાક પર ઉપર આવ્યો કેટલાક દિવસ બન્ને લીધાં પછી એકલુ શાક તો ન તજવું એમ લાગ્યુ એટલે પાછો શાક ને ખજૂર મનક્કા ઉપર આવ્યો. શાકમા કાચુ પપૈયુ આવવા લાગ્યુ. તેમા કોઈ વાર પાકુ આવે તો તે પણ લઉં આ જેરામદાસના સમયમા તો બન્યુ જ નથી પાકુ પપૈયુ અહીંની જ વાડીનુ દસેક વાર લીધુ હશે. ખાટા લીંબુ તો રોજ લેવાય છે જ તેનો ઉલ્લેખ જેરામદાસે કર્યો છે એમાં જેરામદાસની હકીકત સાવ સાચી છે ને સરકારી લગભગ સાવ ખોટી છે પપૈયુ હાલમા જ આવે છે. તેને લીધે હુ લીલા મેવા ઉપર રહુ છુ એમ કોઈ ન જ કહે કદાચ આની તો કોઈ અમલદારને ખબર સુધ્ધા ન હોય કેમ કે પપૈયુ તો કાચા શાક સાથે આવે છે બજારમાથી કદી નહીં આ સ્થિતિ વર્તે છે કાકાસાહેબ ૨૯મીએ છૂટશે એટલે તેઓ વધુ સ્પષ્ટ કરશે ને મારી માન્યતા એવી છે કે સરકારી માણસે સૂકાલીલાનો ભેદ નથી કર્યો. અથવા કોઈ ફળની ટોકરી લાવે તેનો મેં સ્વીકાર કર્યો હોય ને કા સા ને ખવરાવ્યા હોય ને મેં લીધુ હશે એમ માની લેવામા આવ્યુ હોય દૈવ જાણે કેમ છપાયુ છે

જો કાઈ ચર્ચા ન જ થાય તો ઈરાદાપૂર્વક તમારે કશુ લખવા પણ નથી.

બાપુ

૧૮-૧૨-'૩૦

મારુ અત્યારે તો નભી રહ્યુ છે આ અઠવાડિયે એક કે દોઢ રતલ વધ્યો છુ ખજૂર મનક્કા છૂટયા જ એમ તો હજુ ન કહેવાય હમણા તો વળી જમનાબહેને અને વિઠ્ઠલદાસે ખજૂર મોકલ્યુ છે તે બે ત્રણ દિવસ લીધુ. વળી મૂકયું છે એમ તે લેવાની ને તેના અભાવની અસર જોયા કરુ છું છૂટી શકે તો છોડવાની દાનત છે જ એટલે હમણા ભાજી કે કોબી, બીટરૂટ કે નોલકોલ, કોળુ વ. શાકમાથી કઈક, બાજરી અથવા જુવારની ભાખરી, બદામ ચાર તોલા અને લીંબુ આટલી વસ્તુ છે. ઈશ્વર નભાવશે તો ઠીક નહીં તો તો નમ્રપણે દૂધ દહીં ઉપર જઈશ આટલેથી

નભ્યું જ એમ હજુ કહી નથી શકતો નહીં નભે એવું તો ન જ કહુ. જાર બાજરી હજમ થશે એવી મુદ્દલ આશા જ ન હતી પણ હમણા તો ચાલ્યુ છે

૨૦–૧૨–'૩૦

મારા ખોરાક વિષે સહુનો ગભરાટ સમજુ છુ કેમ કે હુ તેમા સીધી જીત મેળવી નથી શક્યો પણ તમે તમારી પોતાની તરફથી કદાચ આટલું કહી શકશો કે હુ વખતસર ચેતીને ઘટતા ફેરફાર કરી લઉં છુ ને શરીર જવાબ આપે છે સહજપ્રાપ્ત ધર્મ મળી રહ્યો છે તેને કેમ છોડુ? ગઈ કાલે વજન લેવાયુ તેમા વળી દોઢ રતલનો વધારો દેખાયો. 'દેખાયો' એમ લખુ છુ કેમ કે ગયે વખતે શૌચ પછી ને આ વખતે તેના પૂર્વે વજન લેવાયું શૌચનું વજન એ વજનનો વધારો નહીં, પણ નકામો બોજો છે. એથી કદાચ અચ્છેર બાદ કરીએ તોયે એક શેરનો વધારો ગણાય પણ આ વજન કરતાંયે વધારે સાચી વસ્તુ મારા શરીરને વિષે મને જણાતી સ્ફૂર્તિ છે અશક્તિનુ ચિહ્ન હજુ નથી જોતો. બે કટકે અહીંની એક ભાખરી સુખેથી ખાઈ જાઉં છુ બદામ લગભગ બે ઔંસ લગી જાય છે આટલુ હજમ થયા કરે તોપણ શક્તિ કાયમ રહે એમ હમણા જોઉં છુ એટલે કોઈને ચિંતાનુ મુદ્દલ કારણ નથી બહુ સાવધાની રાખી રહ્યો છુ અને છેવટે તો અહીં પણ અનાસક્તિનો પ્રયોગ જ રહ્યો છે એ કાચથી પણ નાજુક વસ્તુ હાથમાથી ક્યારે સરી જાય ને ભાગી જાય એ કોણ કહી શકે?

## ૪

# ત્રણ મહત્વના કાગળો

૧ વિલફ્રેડ વેલૉકને લખેલો કાગળ:

Dear Friend,

I thank you for your letter From the prison cell I may not enter into any elaborate argument, but I can give this assurance that I shall not fail to tender co-operation directly there is a real sign But I must confess to you that I see none such in the midst of falsehood, fraud and force which appear to me to surround so many acts of the powers that be.

Yours sincerely,

11-7-'30 (Sd) M K. Gandhi

પ્રિય મિત્ર,

તમારા પત્રને સારુ તમારો આભાર માનુ છુ. જેલની કોટડીમાથી વધારે ઝીણવટથી હુ દલીલમા નહીં ઊતરુ, પણ એટલો વિશ્વાસ આપી શકું કે સાચો અણસાર મળતાવેંત હું સહકારનો હાથ લબાવ્યા વગર રહીશ નહીં પણ તે સાથે મારે તમારી આગળ કબૂલ કરવુ પડે છે કે આજના સત્તાધારીઓના કેટલાયે કાર્યોને ઘેરી રહેલા દેખાતા જૂઠાણા, ફરેબ અને હિંસાની જબરજસ્તીની આડે એવો કોઈ અણસાર મારી નજરે પડતો નથી

સાચા દિલથી તમારો

(સહી) મો. ક ગાધી

૧૧–૭–'૩૦ ]

આ યાદ કરીને લખ્યો છે શબ્દોમા ફેર હોવાનો સાભવ છે, અર્થમા મુદ્દલ નહીં — બાપુ

૨ મેજર માર્ટિનને લખેલો કાગળ

Dear Major Martin,

I must now unburden myself of my second diffi- culty. I do not doubt a word of what you have told me about the charges of alleged ill-treatment in this prison Yet I cannot dispel from my mind all the reports that have appeared in the press The writers could not have deliberately lied about everything. I am sure that some of the statements are gross exaggera- tions, I hope that most are and should like to believe that all are false. But my mind is disturbed There may be things which you look at from one angle and the prisoners concerned from another My duty in the circumstances seems to be plain I must ask to be allowed to see them occasionally, if I may not be permitted to live with them I have told you I desire no privileges What physical comforts are allowed to me may be taken away from me

If I am isolated for the privileges they mean little to me. Whilst isolation means everything to me I desire no comforts that may not be allowed to the other prisoners I do not believe in classification, which in my opinion is degrading And if I permit myself comforts which other prisoners do not enjoy, I do so because the keeping of a prisoner's health is common cause between the Government and the prisoners and the comforts I give myself are required for my health. But I would fain sacrifice health if it is purchased by the sacrifice of the privilege of serving my companions many of whom I know and none of whom I consider to be in any way inferior to me.

I was able to bear the separation so long as I was under the impression that all was well. But the

knowledge that young Ratilal is no more, that Pyarelal who is like a son to me has suffered from dysentery and is now suffering from diarrhoea, that the elderly Narsinhbhai was near death's door and the persistent complaints have awakened me to a sense of my duty viz. that I should strive to the utmost of my ability to be with these friends and share their life and if that be not possible at least to be allowed to meet them say once every week and to meet the ailing ones as often as necessary.

I know that it is not in your or Inspector General's power to grant me the permission requested. I would therefore ask you to please place this letter before the government and secure an early reply. I am aware that as a prisoner I have no rights and no choice as to the disposal of my body. But I know also that the upkeep of my body requires my co-operation I should no longer be interested in the upkeep of a body that cannot be used for the service the dweller within yearns after I am human Even as a prisoner I cannot divest myself of the human in me

I need not give the assurance, perhaps you will be able to give it, if it be required, that my presence among my companions will not be used to subvert discipline but on the contrary it is highly likely to promote it. The moral code of a civil resister requires him willingly to submit to all prison discipline that is not in conflict of self-respect

Lastly I would like to draw the Government's attention to the fact that when a similar incident occurred in 1922 in this very prison I was allowed to see two prisoners with the result that what promised to be a grave tragedy was averted. The present Ins-

pector General of Police is aware of the facts of the case.

Yours sincerely,
Sd. M. K. Gandhi

[ વહાલા મેજર માર્ટિન,

હવે મારા મન પરથી મારી બીજી મૂઝવણનો ભાર ઉતારુ. આ જેલમા થયેલી કહેવાતી રજાડના આક્ષેપો વિષે તમે મને જે કહ્યુ છે તેના એક પણ શબ્દની બાબતમા મારા મનમા જરાયે વહેમ નથી છતા અખબારોમા જે બધા હેવાલો પ્રગટ થયા છે તેમની અસર મારા મન પરથી હું દૂર કરી શેકતો નથી. તેના લખનારાઓ દરેક બાબતમા જાણીબૂઝીને જૂઠાણુ ચલાવી ન શકે. હુ ખાતરીથી માનુ ખરો કે તેમાંના કેટલાક નિવેદનોમાં અત્યાત વધારેપડતી અતિશયોક્તિ છે, જરૂર આશા રાખુ કે તેમાના મોટા ભાગનાં ખોટા છે અને બધાયે ખોટા છે એમ માનવા પણ ઈચ્છુ ખરો. છતા મારુ મન અસ્વસ્થ થયુ છે કેટલીક બાબતો એવી હોય જેને તમે એક દૃષ્ટિથી જુઓ અને લાગતાવળગતા કેદીઓ બીજી દૃષ્ટિથી જુએ. આ સજોગોમા મારી ફરજ સ્પષ્ટ દેખાય છે તે કેદીઓની સાથે રહેવાની મને છૂટ ન મળે તોયે તેમને પ્રસગોપાત્ત મળવાની છૂટ માગવાની વિનાતી મારે કરવી જોઈએ મારે ખાસ હક જોઈતા નથી એ મેં તમને કહેલુ છે મારા શરીરની સભાળને માટે મને જે કેટલીક સગવડો અપાય છે તે ભલે લઈ લેવામા આવે.

મને મળતા ખાસ હકને કારણે મને અળગો પાડવામા આવતો હોય તો તેમની મારે મન ઝાઝી કિંમત નથી. અળગા રહેવામા મને જે કઈ જોઈએ છે તે બધુ મળી જતુ હોવા છતા બીજા કેદીઓને જે સગવડો મળી ન શકતી હોય તેમનો મને પણ કોઈ ખપ નથી હુ વર્ગીકરણમા માનતો નથી કેમ કે મારે મતે તેથી બધા હલકા પડે છે અને બીજા કેદીઓને નથી મળતી તેવી સુખસગવડ ભોગવવાની હુ છૂટ લઉં છુ તેનુ કારણ એટલું જ છે કે કેદીની તબિયત સભાળવાની જવાબદારી કેદીઓ અને સરકાર વચ્ચે સમાન હોઈ હુ જે સગવડો ભોગવુ છુ તે મારી

તબિયત સાચવવાને જરૂરી છે પણ જેમનામાના ઘણાને હું ઓળખું છુ અને જેમાના કોઈનેય હુ કોઈ પણ રીતે મારાથી ઊતરતા માનતો નથી તેવા મારા સાથીઓની સેવા કરવાના ખાસ અધિકારના બદલા રૂપે મારી તબિયત સચવાતી હોય તો તેનો હુ ખુશીથી ભોગ આપ્યા વગર ન રહુ

જ્યા સુધી હુ એવી છાપ લઈને ચાલતો હતો કે બધુ બરાબર ચાલે છે ત્યા સુધી હુ તેમનાથી મારું અળગા થવાપણુ સેહી શકતો હતો. પણ જુવાન રતિલાલનુ અવસાન થયુ, મારા દીકરા સમાન પ્યારેલાલને મરડો થયો હતો અને હવે તે ડાયેરિયાથી પીડાય છે, ઘરડા નરસિંહભાઈ મરણને કાઠેથી પાછા ફર્યા છે એ બધુ જાણ્યા પછી અને વારવાર મળ્યા કરતી ફરિયાદો સાભળ્યા બાદ મને મારી ફરજનુ ભાન થયું છે તે ફરજ એવી છે કે મારે એ મિત્રો સાથે રહેવાને અને તેમના સુખદુ ખમા ભાગ લેવાને અને તે બને એમ ન હોય તો કઈ નહીં તો તેમને, કહો કે, અઠવાડિયે એક વાર મળવાની અને બીમારીમા પડેલાને જ્યારે જરૂર હોય ત્યારે મળવાની છૂટ મેળવવાને મારાથી થાય તે બધી કોશિશ કરી છૂટવુ

મેં જે પરવાનગી માટે વિનાતી કરી છે તે આપવાની તમને અગર ઈન્સ્પેક્ટર જનરલને સત્તા નથી એ વાત હુ જાણુ છુ. તેથી મારો આ કાગળ સરકારની આગળ રજૂ કરવાની મહેરબાની કરવા અને તેનો વહેલો જવાબ મેળવવા મારી તમને વિનાતી છે મારા શરીરનું શુ કરવુ તે વિષે મને કશો અધિકાર કે વિકલ્પ નથી એ બીનાનુ મને ભાન છે. પણ મારા શરીરને ટકાવી રાખવામા મારા સહકારની આવશ્યકતા રહે છે તે વાતની પણ મને ખબર છે શરીરની અદર વાસ કરવાવાળો જે સેવા કરવાને ઝખે છે તેને માટે તે શરીરનો ઉપયોગ ન થઈ શકતો હોય તો તેમા, તેને ટકાવવામા મને ઝાઝો રસ ન રહે હુ માણસ છુ કેદી તરીકે પણ મારામા રહેલા માણસપણાથી હુ અળગો થઈ શકતો નથી

મારા સાથીઓ વચ્ચેની મારી હાજરીનો શિસ્તને ઊંધી વાળવાને માટે ઉપયોગ થવાનો નથી બલકે તેને વધારે ઉત્તેજન મળે એવો ઘણો સભવ રહે છે એ વાતની મારે ખાતરી આપવાની ન હોય અથવા સભવ

છે કે તમે પોતે તેવી ખાતરી આપી શકો સ્વમાનની ભાવના સાથે જેનો મેળ ન બેસે તે સિવાયની બધી જાતની જેલની શિસ્તને સ્વેચ્છાથી તાબે રહેવાનું સવિનય ભગની પ્રતિજ્ઞા કરનારા સત્યાગ્રહીને તેના નીતિ-નિયમોનુ ફરમાન છે

ખુદ આ જેલમા ૧૯૨૨ની સાલમા આવો બનાવ બન્યો હતો ત્યારે મને એ કેદીઓને મળવાની છૂટ આપવામા આવી હતી અને પરિણામે જે એક મોટી કરુણ ઘટના બની હોત તેને ટાળી શકાઈ હતી એ વાત તરફ સરકારનુ હુ ધ્યાન ખેંચવા ચાહુ છુ તે ઘટનાની હકીકતોથી હાલના ઈન્સ્પેક્ટર જનરલ જાણકાર છે

સાચા દિલથી તમારો
(સહી) મો ક ગાધી ]

૩ એક દુખી પિતાને

Yeravada Mandir,
19-11-1930

Dear Friend,

Your touching letter of 28th ultimo has been given to me My sympathy goes out to you in your affliction and I should be glad indeed if this letter brings you any comfort.

In my opinion you are in no way to blame. Having got the lady doctor you were quite right in trusting her I do not believe in the constant change of doctors and Hakims We must trust those whom we get, to tell us when they need assistance or are in doubt as to their diagnosis. Sometimes it may be found that the trust was misplaced But these are risks and chances of life which we must take always I hope therefore that you will not worry yourself over what you consider was your negligence. This much you know your-

self that you did not willfully neglect anything. More no man can do.

Now for the answers to your questions·

(1) No *prayashchita* (પ્રાયશ્ચિત) is needed because in my opinion there was no carelessness on your part.

(2) No one can *give* rest to another soul. Her rest will come from herself.

(3) It is impossible to say what would have happened if other assistance had been procured. In spite of the ablest expert help kings have to die

(4) There might not be much sorrow or fuss over an inevitable event Death is the lot of every created thing nor need it be considered as a calamity Death in reality is a deliverance.

(5) What the soul does after discarding a body is in each case a matter for surmise, but it is a certainty that the soul does not perish with the body Let us trust the laws of God or nature for the rest.

(6) States before birth and after death are invisible as the Gita affirms and experience confirms But we can infer from our present state that the condition after death is at least likely to be a second though modified edition of the present

(7) We the survivors can certainly help the departed dear ones by weaving into our own lives all that was good in them For if they know anything of what happens here, they must be consoled by the knowledge that we are treasuring their memories by adopting what was best in them

Yours sincerely,
Sd. M K. Gandhi

19-11-30, Y.C.P.

One question has been omitted by oversight. God is never powerless But his laws are immutable. We do not know them Nor do we know His will at a given moment. Therefore we adopt within bounds such remedies as may commend themselves to us.

Prayer is to the God within It does not provoke God to change His will, but it enables us to know his will which is everything.

M K. G.

[ યરવડા મદિર,
૧૯–૧૧–'૩૦

વહાલા મિત્ર,

ગયા માસની ૨૮મી તારીખનો તમારો દિલને પિગળાવે એવો પત્ર મને આપવામાં આવ્યો છે તમારા દુ ખમાં મારું દિલ તમારે માટેની સહાનુભૂતિથી ઊભરાય છે અને મારા આ કાગળથી તમને કઈક શાતા મળશે તો હુ ખરેખર રાજી થઈશ

મારો અભિપ્રાય એવો છે કે આમા તમારો કશો વાક નથી બાઈ દાક્તરને મેળવ્યા બાદ તેના પર ભરોસો રાખ્યો એ તદ્દન બરાબર છે દાક્તરો અને હકીમોને વારવાર બદલવાની વાતમા હુ માનતો નથી આપણને જે મળી જાય તેમના પર આપણે ભરોસો રાખીએ કે તેઓ મદદની જરૂર લાગતા આપણને જણાવ્યા વગર રહે નહીં અને પોતાના નિદાનની બાબતમા તેમને શકા રહે તો તે આપણને કહ્યા વગર રહે નહીં આ ભરોસો મૂકવામા ભૂલ થયાનો અનુભવ કોઈક વાર થાય પણ જીવનમા આવા જોખમો ને સાહસો તો હમેશાં ખેડવા પડે છે. તેથી તમે પોતે જેને તમારી બેદરકારી થઈ ગયાનુ માનો છો તેના પર બળાપો નહીં કરો એવી હુ આશા રાખુ છુ તમે જાણીજોઈને કોઈ જાતની બેદરકારી બતાવી નથી એ તો તમે પણ સમજો છો. માણસ એથી વધારે બીજુ શુ કરે?

હવે તમારા સવાલોના જવાબો :

(૧) તમારે પક્ષે કોઈ પ્રકારની બેદરકારી થઈ નથી એવો મારો અભિપ્રાય છે અને તેથી કોઈ જાતના પ્રાયશ્ચિતની જરૂર રહેતી નથી

(૨) બીજા આત્માને કોઈ શાતિ આપી ન શકે. તેની શાંતિ તેને પોતાની જાતમાથી મળી રહેશે.

(૩) તમે મેળવી તેના કરતા બીજી જાતની મદદ મેળવવામાં આવી હોત તો શુ થાત તે કહેવુ અશક્ય છે કાબેલમા કાબેલ નિષ્ણાતોની મદદ મળતી હોવા છતા રાજાઓને પણ મરવુ પડતુ નથી કે?

(૪) અનિવાર્ય ઘટનાને અગે ઝાઝો શોક કે ઝાઝી ધાધલ ન હોય. જન્મનારી સૌ વસ્તુને માટે મરણ લખાયેલુ હોય છે અને મરણને આપત્તિ પણ ન માનવી જોઈએ. સાચુ જોતા મરણ એક ઉગારો છે.

(૫) શરીર છોડયા બાદ આત્મા શુ કરતો હશે એ દરેક દાખલામા અનુમાનની બાબત છે પણ શરીરની સાથે આત્માનો નાશ નથી થતો એટલી વાત ચોક્કસ છે બાકીની વાતો માટે આપણે ઈશ્વરના અથવા કુદરતના કાનૂન પર ભરોસો રાખીએ.

(૬) ગીતા કહે છે અને અનુભવ સમર્થન આપે છે કે જન્મ પહેલાની અને મરણ પછીની દશાઓ માણસની નજરે પડતી નથી પણ આપણી વર્તમાન દશા પરથી આપણે અનુમાન કરી શકીએ કે મરણ બાદની દશા કઈ નહીં તો તેની બીજી અને છતા સુધારેલી આવૃત્તિ હોવાનો પૂરો સંભવ છે

(૭) અહીંથી ચાલી ગયેલા પ્રિય સ્વજનોમા જે કઈ સારુ હતુ તે આપણા જીવનમા વણી લઈને આપણે તેમની પાછળ રહેલા તેમને જરૂર મદદ રૂપ થઈ શકીએ કેમ કે અહીં શુ બને છે તેની તેમને કઈકેય ખબર પહોચતી હોય તો તેમનામા જે કઈ ઉત્તમોત્તમ હતુ તેનો અગીકાર કરી તેની સ્મૃતિ આપણે જાળવી છે એ વાતની જાણથી તેમને દિલાસો મળ્યા વગર ન રહે

સાચા દિલથી તમારો

(સહી) મો ક ગાધી

૧૯–૧૧–'૩૦, યરવડા સેન્ટ્રલ પ્રિઝન

સરતચૂકથી એક સવાલનો જવાબ રહી ગયો છે ઈશ્વર કદી સત્તા વગરનો લાચાર હોય નહીં પણ તેના કાનૂનમા ફેર પડતો નથી આપણે તેમને જાણતા નથી અને અમુક એક ક્ષણે તેની મરજી શી હશે તે પણ આપણે નથી જાણતા તેથી આપણને સૂઝે તેવા ઇલાજ આપણી મર્યાદામા રહીને આપણે અજમાવીએ પ્રાર્થના અતરમા વસતા ઈશ્વરને ઉદ્દેશીને હોય તેનાથી પોતાની મરજીમા ફેરફાર કરવાને ઈશ્વરને આપણે પ્રેરી શકતા નથી પણ તેની મરજી શી છે તે જાણવાની આપણને શક્તિ મળે છે અને તેની મરજી એ જ સર્વસ્વ છે

મો ક ગાંધી

## ૫

# કેટલીક યાદગાર તારીખો

## ૧૯૨૯–૩૦

| | | |
|---|---|---|
| ૧૯૨૯ | ડિસેં. ૩૧ | લાહોર કોંગ્રેસે પૂર્ણ સ્વાતત્ર્યનો ઠરાવ પાસ કર્યો અધ્યક્ષ શ્રી જવાહરલાલજી |
| ૧૯૩૦ | જાન્યુ ૧ | |
| જાન્યુઆરી | ૧૧ | ગૂજરાત વિદ્યાપીઠ પદવીદાન સમારભ, આઝાદીને કાજે સર્વસ્વ અર્પણ કરવાની હાકલ |
| ,, | ૧૩,૧૪,૧૫ | અખિલ ભારતીય રાષ્ટ્રીય શિક્ષણ પરિષદ, સ્વરાજના સૈનિકો તૈયાર કરવા. |
| | | છાત્રાલય પરિષદ છાત્ર પરિષદ. |
| ,, | ૨૬ | દેશ આખામા સ્વાતત્ર્યની પ્રતિજ્ઞા. |
| | | આઝાદીનો રચનાત્મક કાર્યક્રમ |
| ફેબ્રુઆરી | ૨૭ | મોતીલાલજીએ આનંદભવન રાષ્ટ્રને અર્પણ કર્યું. |
| માર્ચ | ૭ | સરદાર વલ્લભભાઈ રાસ ખાતે પકડાયા. |
| ,, | ૧૨ | દાંડીકૂચ શરૂ થઈ. |
| | | 'અનાસક્તિયોગ 'નુ પ્રકાશન |

| | | |
|---|---|---|
| એપ્રિલ | ૬ | ગાંધીજીએ દાંડીમાં મીઠાનો કાયદો તોડયો. |
| ,, | ૨૭ | નવજીવન પ્રેસની જપ્તી. |
| ,, | ૨૮,૨૯,૩૦ | કાકા કાલેલકર બોરસદમાં પકડાયા. આણદમા સજા, સાબરમતી જેલમા લઈ ગયા |
| મે | ૧૨ | ગાધીજી કરાડીમા ગિરફતાર થયા એમને યરવડા મોકલવામા આવ્યા. |
| ,, | ૨૧ | મીરાબહેન ગાધીજીને યરવડામા મળ્યા |
| જૂન | ૧૮,૧૯ | કાકાસાહેબને સાબરમતીથી યરવડા મોકલ્યા, ગાધીજીના સાથી તરીકે |
| | | (૧) વ્રતવિચાર, મગળપ્રભાતનુ દર મગળવારે પ્રવચન } ૨૨-૭-'૩૦ થી ૧૪-૧૦-'૩૦ સુધી |
| | | (૨) ગીતાબોધ—એક એક અધ્યાયનો સાર ૨૧–૧૦–'૩૦ ૪–૧૧–'૩૦ ૨૧–૨–'૩૨ [ત્રીજી વારની યરવડા જેલમા ગીતાબોધ પૂરો કર્યો] |
| | | (૩) —મીરાબહેન માટે 'આશ્રમભજનાવલિ'નુ અગ્રેજી ભાષાતર ૧૮–૫–'૩૦ લખવાનું શરૂ કર્યુ ૩૦–૧૨–'૩૦ મોકલવાનુ શરૂ કર્યુ |
| જુલાઈ | ૩ | 'યગ ઇન્ડિયા'નો છેલ્લો છાપેલો અક—પછી સાઈક્લોસ્ટાઈલ |
| ,, | ૨૩,૨૪ | સપ્રુ, જયકર ગાધીજીની મુલાકાતે |
| ઑગસ્ટ | ૧૩,૧૪,૧૫ | ગાધીજી, મોતીલાલજી, જવાહરલાલજી, સરદાર વલ્લભભાઈ, સરોજિની નાયડુ, સૈયદ મહમૂદ, જયરામદાસ દોલતરામ—આટલાની સપ્રુ-જયકાર સાથે મુલાકાત. |

| | | |
|---|---|---|
| સપ્ટેમ્બર | ૨૧ (?) | કાકાસાહેબ સાથે ડૉ જીવરાજની મુલાકાત. |
| ઑક્ટોબર | ૮ | ગાંધીજીએ કેદી પ્યારેલાલને મળવા બોલાવ્યા. |
| ,, | ૨૬ | ગાંધીજીનુ વજન ૧૦૭. કાકાસાહેબનુ ૧૧૭. |
| નવેમ્બર | ૧૫ | કાકાસાહેબનો જન્મદિવસનો અપવાસ. ૪૫ પૂરા કર્યાં |
| ,, | ૧૯ | ગાંધીજીએ એક દુ:ખી પિતાને પત્ર મોકલ્યો. |
| ,, | ૨૯ | સાત મહિનાની સજા પૂરી કરી કાકાસાહેબ યરવડાથી છૂટયા. સરકારે એમને ઠેકાણે પ્યારેલાલજીને ગાંધીજી સાથે રાખ્યા |

## ૧૯૩૧

| | | |
|---|---|---|
| ૧૯૩૧ જાન્યુઆરી | ૨૬ | ગાંધીજી અને બીજા ૨૫ નેતાઓ પોતપોતાની જેલમાથી છૂટયા. |
| ફેબ્રુઆરી | ૬ | પડિત મોતીલાલજીનો દેહાત, લખનૌ ખાતે. |
| ,, | ૨૭ | લૉર્ડ અર્વિન સાથે ગાંધીજીની મુલાકાત |
| માર્ચ | ૪ | ગાંધી-અર્વિન કરાર |
| | ૨૩,૨૪ | સરદાર ભગતસિંગને ફાંસી. |
| | ૩૧ | કરાચી કૉંગ્રેસ, અધ્યક્ષ સરદાર વલ્લભભાઈ. |

## ગાંધીજીનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| અનાસક્તિયોગ | | ૦.૫૦ |
| અહિંસાનો પહેલો પ્રયોગ | | ૧.૦૦ |
| આત્મકથા | | ૨.૦૦ |
| આત્મકથા [સસ્તી આવૃત્તિ] | | ૧.૫૦ |
| સંક્ષિપ્ત આત્મકથા | | ૧.૦૦ |
| આરોગ્યની ચાવી | | ૦.૪૪ |
| આશ્રમજીવન | | ૦.૩૭ |
| કેળવણીનો કોયડો | | ૨.૫૦ |
| ખરી કેળવણી | | ૨.૫૦ |
| ગામડાની વહારે | | ૦.૨૫ |
| ગાંધી-સરકાર પત્રવ્યવહાર ૧૯૪૨–૪૪ | | ૨.૫૦ |
| ગીતાબોધ | | ૦.૨૫ |
| ગોસેવા | | ૧.૫૦ |
| ત્યાગમૂર્તિ | | ૨.૦૦ |
| દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ | | ૨ ૦૦ |
| દિલ્હી ડાયરી | | ૩.૦૦ |
| ધર્મમંથન | | ૨.૦૦ |
| ધર્માત્મા ગોખલે | | ૦.૫૬ |
| નિત્ય મનન | | ૧.૦૦ |
| 'નીતિનાશને માર્ગે' | | ૦.૬૨ |
| પંચાયતરાજ | | ૦.૩૦ |
| પાયાની કેળવણી | | ૧.૨૫ |
| પાંચમા પુત્રને બાપુના આશીર્વાદ | | ૩.૦૦ |
| પ્રેમપન્થ–૧ થી ૬ | (દરેકની) | ૦.૨૫ |
| બાપુના પત્રો ૧–૪ | | ૬.૦૦ |
| બાળપોથી | | ૦.૧૯ |
| ભાષાવાર રાજ્યરચના | | ૦.૧૯ |
| મંગળપ્રભાત | | ૦.૧૯ |
| મારો જેલનો અનુભવ | | ૦.૬૦ |
| યરવડાના અનુભવ | | ૧.૦૦ |
| રચનાત્મક કાર્યક્રમ | | ૦.૩૧ |
| રામનામ | | ૦.૬૨ |

[પાછળ ચાલુ

| | |
|---|---|
| વર્ણવ્યવસ્થા | ૧.૦૦ |
| વ્યાપક ધર્મભાવના | ૨.૫૦ |
| શાકાહારનો નૈતિક આધાર | ૦.૨૫ |
| શિક્ષણનું માધ્યમ | ૦.૧૯ |
| સત્ય એ જ ઈશ્વર છે | ૦.૬૨ |
| સત્યાગ્રહાશ્રમનો ઇતિહાસ | ૧.૦૦ |
| સર્વોદય | ૦.૧૯ |
| સંતતિનિયમન : સાચો માર્ગ અને ખોટો માર્ગ | ૦.૪૦ |
| સંયમ અને સંતતિનિયમન | ૨.૦૦ |
| સૉક્રેટીસનો બચાવ | ૦.૧૨ |
| હિંદ સ્વરાજ | ૦.૩૭ |

## લેખકનાં અન્ય પુસ્તકો

| | |
|---|---|
| અવારનવાર | ૨.૦૦ |
| ઉગમણો દેશ | ૨.૦૦ |
| ઓતરાતી દીવાલો | ૦.૭૫ |
| ગીતાધર્મ | ૧.૨૫ |
| જીવતા તહેવારો | ૨.૦૦ |
| જીવનનો આનંદ | ૪.૦૦ |
| જીવનપ્રદીપ | ૨.૦૦ |
| જીવનલીલા | ૨.૫૦ |
| ધર્મોદય | ૧.૨૫ |
| પૂર્વ આફ્રિકામાં | ૩ ૦૦ |
| બાપુની ઝાંખી | ૧.૦૦ |
| બ્રહ્મદેશનો પ્રવાસ | ૦.૬૨ |
| માનવી ખંડિયેરો | ૨ ૫૦ |
| રખડવાનો આનંદ | ૪ ૦૦ |
| રવીન્દ્ર-સૌરભ | ૨.૫૦ |
| શ્રી નેત્રમણિભાઈને | ૦ ૮૭ |
| सकलिता भगवद्गीता | ૧.૨૫ |
| સ્મરણયાત્રા | ૨.૦૦ |
| હિમાલયનો પ્રવાસ | ૧.૫૦ |